

'શૃંગારિકા'ની રસસભર સામગ્રી અહીં પૂર્ણ થાય છે.

એમ તો શૃંગારિકાની શૃંગારની સાધન-સામગ્રી અપાર છે. તેમાં સુવર્ણનાં કે હીરામાણેકજડચાં ઘરેણાં ય છે અને વિધવિધ જાતનાં વસ્ત્રો ય છે. ઘર-શણગારનાં સાધનોનો પણ કોઇ પાર નથી. એ બધાં ઉપર તો એક એક ગ્રંથ તૈયાર થઇ શકે. પણ અહીં તો કલમની કારીગરીની વાત નથી, અહીં તો પીંછીના જાદુની વાત છે. અને એવાં જાદુ તો કો ભાગ્યવાન તપસ્વી કલાકારને જ સાંપડે છે. આ એક સંગ્રહમાં કલાકારે ઘણુંઘણું આપ્યું છે; છતાં આપણે ઇચ્છીએ છીએ કે આવા નિખાલસ સૌંદર્યભર્યા બીજા સંગ્રહો આપી ગુજરાતને વધુ સમૃદ્ધ કરે.

હવે આપણા પ્રયાણની વેળા થઇ ગઇ. શબ્દો જ્યાં શુષ્ક લાગે એવા રસના સાગર તરફ સહુ સુખેથી ધસો ! આનંદો ! વિલંબ કરવા બદલ સહુ શૃંગાર-પ્રેમીઓની ક્ષમા !

સં. ૨૦૦૧ · રેંટિયાબારસ
માદલપુરા · અમદાવાદ

જયભિખ્ખુ



મુદ્રક · બચુભાઇ રાવત, કુમાર પ્રિન્ટરી · કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ. પ્રકાશક · કનુ દેસાઇ, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ.
This Book is made by Kumar Karyalaya Ltd.; Designed by Kanu Desai & Bhadra Desai; Blocks Processed by Prabhat Process Studio.

દૃષ્ટિને કેળવવાની આવશ્યક્તા છે. ભૂલવું ન જોઈએ કે આપણે ત્યાં ગૃહશણગારની આ કળા સર્વજનભોગ્ય અને અતિ અલ્પ મૂલ્યસાધ્ય છે, એ એની વિશેષતા છે. એ કલાનો સાક્ષાત્કાર ચિત્રકારોએ અહીં કરાવ્યો છે. શહેર અને ગામડાંઓની શણગારકલામાં અવશ્ય ફેર હોય છે–પણ બન્નેને પોતાને ગમતી શણગાર-આકૃતિઓ આમાંથી મળી રહે તેમ છે.

**શણગાર :** [નં. ૧૬, ૧૭, ૧૮, ૨૯] સૌંદર્ય પ્રત્યેની વાંછા એ તો માનવજીવનની મોટામાં મોટી અભિવ્યક્તિ છે. શું સ્ત્રી કે શું પુરુષ, સહુ સદા સારાં દેખાવાનો પ્રયત્ન કરે છે. ચિત્રકાર દંપતી શણગાર માટે આટઆટલી આકૃતિઓ આપ્યા પછી શાન્ત સૌંદર્યની એક સુરમ્ય છબી આપણી સામે રજૂ કરે છે. એ સૌંદર્યની છબીમાં સ્વભાવગત સૌંદર્ય છે, ટાપટીપ નથી. પ્રકૃતિએ આપેલ સૌંદર્યતત્ત્વને કચડી નાખવાની નહીં પણ વિકસાવવાની એમાં આયોજના છે. છૂટી વેણીનો કેશકલાપ, નાની એવી પણ સુભગ પુષ્પવેણી, કલામય ચણિયો, હાથે જ ઉપજાવેલી તારા-ટીપકીવાળો કમખો ને સાદું ઓઢણું, સૌંદર્યની કાંક્ષિણી એ સૌભાગ્યની પણ સુજનજૂની વાંછા ન કરતી હોય તેમ, અરીસામાં પોતાનું લાવણ્ય નિહાળતી ચંદ્રક આલેખા રહી છે. જીવનનું મધૂરૂં સંગીત જાણે એના શ્રવણપટ પર અથડાઈ રહ્યું છે, અને યૌવનનો આછો રસ પીને એ નિમિલિત નેત્રે સંતોષ અનુભવી રહી છે.

**કબજાના કાપ :** [નં. ૧૮, નં. ૧૨ની અનુપૂર્તિરૂપ] ભરતગૂંથણ વિભાગની અનુપૂર્તિ રૂપ આ ચિત્ર આજની સુંદરીઓને અત્યંત ભાવી જશે. આજની મનોરમાની અજબ મૂંઝવણો છે : કાપ, બાંય, બટન, કસ,–ઘણીઘણી માથાકૂટો છે; મનગમતા નમૂના સાંપડતા નથી. દરજીઓની મૂંઝવણ પણ ભારે છે. મને લાગે છે કે કદાચ દરજીઓ પોતાના ગ્રાહકોને સંતોષવા આની મોટી છબીઓ બનાવીને પોતાને ત્યાં ન લટકાવે! અથવા બીજા વિશેષ કળામય નમૂનાઓ માટે આ ચિત્ર-દંપતીની પાસે દોડી ન જાય!

**પુષ્પાભૂષણ :** પુષ્પો તો દેવોને પણ પ્રિય છે. દેવાંગનાઓ ન કરમાય તેવાં પુષ્પોના શણગાર સજે છે. મહાકવિ કાલિદાસની એક નાયિકા છયે ઋતુનાં પુષ્પોનાં આભરણોમાં અનુરક્ત છે. છયે ઋતુ એને અનુકૂળ વર્તે છે: શરદમાં થતું કમળ એના હાથમાં લીલા-વિલાસ માટે છે; હેમન્તનાં કુન્દ, મચકુન્દ એના કેશમાં ગુંથાએલાં છે; શિશિરમાં થતાં લોધ્રની ઝીણીઝીણી રજ એના મુખપર લગાડેલી છે; અંબોડામાં એણે વાસંતિક કુરબક પુષ્પની મનહર વેણી લગાડેલી છે; એના કાનમાં શિરીષનાં કર્ણફૂલ ઝૂલે છે ને એના સેંથામાં વર્ષામાં ઊગતાં કદંબ પુષ્પ છે. સ્ત્રીની માર્દવતા અને પુષ્પની માર્દવતાનો સદા સુભગ સંયોગ છે. માથાની વેણી, ગળાનો ફૂલહાર, હાથપગના ગજરા ઉપરાંત ગૃહજીવનમાં પણ પુષ્પોનું મોટું સ્થાન છે: પૂજામાં કે દીવાનખાનામાં કે અન્ય સ્થળે પણ પુષ્પો અગ્રસ્થાને હોય છે.

**શૃંગારિકા :** ચિત્રકાર વાસ્તવિકતાની સપાટી પરથી જાણે હવે કલ્પનાના વ્યોમમાં વિહરવા ઇચ્છે છે: જેની પાછળ, જેના શૃંગાર પાછળ આટલી જહેમત ઉઠાવી એ શૃંગારિકાને એ દૃષ્ટિપથ પર ખડી કરે છે.

દિલસોજ ચિત્રકારની પીંછી સાથે પ્રેક્ષક પણ દિલસોજીથી એ શૃંગારિકાનું દિલ વાંચે છે.

સંધ્યાની વેળા છે, આસમાનના ચંદરવા પર સંધ્યારાણી રંગોળી પૂરી રહી છે, ને જાણે આ શૃંગારિકાના દિલમાં પણ કોઈ પ્રીતમની કલ્પના-રંગોળી રચાઇ રહી છે.–એણે પોતાનો કેશ–કલાપ ગૂંથીને અંબોડે તાજાં પુષ્પોની વેણી પહેરી છે; હાથમાં તાજાં પુષ્પો લીધાં છે; નવનવી તરંગાવલિની ભાતથી ઓપતો કમખો ને બાંયે કસુંબલ ફૂમતાં શોભી રહ્યાં છે; આકાંક્ષાના વેગમાં સાળુ સરીને ઉત્તરીય જેવો લટકી રહ્યો છે ને એ બાજુ નકસીવાળા પડદા મંદમંદ પવનથી ઊડી-ઊડીને જાણે એ નારીના દિલને આશ્વાસન આપી રહ્યા છે.

—પણ શૃંગારિકા દૂર દૂર નિહાળી રહી છે; ધસમસ્યા આવતા પ્યારા પ્રીતમના પગલાનો મધુર ધ્વનિ જાણે એ અંતરીક્ષમાંથી સાંભળી રહી છે!

**જીવનજ્યોત :** છેલ્લું ચિત્ર, ને કવિહૃદય ચિત્રકાર-દંપતી પોતાનું કથયિત્વ કહી દે છે. સૌંદર્ય ને શીલથી છલકાતી શૃંગારિકા પવિત્ર એવી જીવનની જ્યોતિ જગાવે છે. સખીએ સખી મળે છે. બન્નેનાં મદભર નયણાં જાણે બોલી રહ્યાં છે. વાચાની તો ત્યાં આવશ્યકતા જ નથી! સુખદ જીવનની છાપ મુખ પર તરવરી રહી છે, સંતોષની લહેરો મુખમુદ્રા પર છવાએલી છે, અંતર જાણે કહી રહ્યું છે: 'ગોરી ચાલ ગરબે રમવા!' ઉતાવળી ઉતાવળી બન્ને સજ્જ થાય છે, બન્ને મંગલજ્યોત પેટાવે છે ને સંસારમાં સ્વર્ગ ઉતારવા પ્રયત્ન કરે છે.





શૃંગારનો સિંધુ સમાએલો છે. આ શૃંગારસિંધુ સમાન ગિંદુંને ન્યાય આપવા માટે ચિત્રકારોએ પણ મહેનત કરવામાં કંઇ કસર રાખી નથી. એકજ પૃષ્ઠમાં વિધવિધ આકૃતિના લગભગ ૩૮૪ ચંદ્રકો દોરી એમણે ચંદ્રાનનાઓને નિત્ય નવીન ચંદ્રક કરવાની સગવડ કરી આપી છે. ભિન્નભિન્ન રુચિ ધરાવનાર પોતપોતાની રુચિ અનુસાર પસંદગી કરી શકે છે. આમાં પણ રંગરેખા, પાઉડર કે જુદાજુદા રંગથી જુદીજુદી રીતે ભરવામાં આવે તો વર્ષો સુધી ચાલી શકે તેટલા ચંદ્રકો થાય તેમ છે.

**મેંદી :** [નં. ૬] મહાકવિ કાલિદાસે 'મેઘદૂત'માં ઉજ્જૈનીની અલબેલી સુંદરીઓની પાની મેંદીના રંગથી સુશોભિત વર્ણવી છે. ઇરાની કે ફારસી શાયરો તો ખૂને ગુલાબનાં રંગની પાની પર મરી ફીટયા છે. એટલે મેંદી, અળતો કે લાક્ષારાગ ઘણા કાળથી સ્ત્રીઓના સૌંદર્યવર્ધક સાધન લેખે વપરાય છે. મેંદી લગાડવાના કારણમાં આરોગ્યશાસ્ત્રીઓ પણ કંઇક પ્રમાણ આપે છે. એ તરફ ઉપેક્ષા કરીએ તો પણ, સૌંદર્યવર્ધક સાધન તરીકે પણ એનું ઘણું મહત્ત્વ છે. હથેળી પર અને પગ પર મેંદી કે અળતાથી કેવી વિધવિધ ભાતો ઉપજાવી શકાય, એ માટે ચિત્રકારે થોડાએક ઉત્કૃષ્ટ નમૂનાઓ અહીં રજૂ કર્યા છે. પ્રત્યેક નમૂનામાં એવી યોજના રાખેલી છે કે તેમાં સાધારણ ફેરફાર કરતાં એક નવી જ ભાત ઉપસી આવે!

**રંગોળી :** [નં. ૮, ૧૪, ૧૮, ૨૨] રંગભર્યા જીવનનું, સંસ્કારભર્યા વાતાવરણનું ને સ્વચ્છતાપ્રેમી ઘરનું રંગોળી એ ખાસ ચિહ્ન છે. પ્રાતઃકાળમાં આંગણું, ચોક કે પરસાળ સ્વચ્છ કરીને, ખડી, કુંકુમ તથા બીજા અનેક રંગોમાં પુરાતી રંગોળીનું દૃશ્ય ખરેખર આહ્‌લાદક છે. ગૂજરાતમાં મોટાં શહેરોનાં મંદિરોમાં રંગોળી પૂરવાનો શોખ નજરે પડે છે. પાણી ઉપર પણ પાઉડરથી સુંદર રંગોળી પુરાય છે. રંગોળી પૂરનારને માટે સ્વચ્છતા અનિવાર્ય હોય છે. એટલે આ યોજનામાં આયોજકનું લક્ષ કદાચ આ રીતે સ્વચ્છતા જળવાય એ ઉપર વિશેષ હશે. આપણે ત્યાં સારાં સંસ્કારી ઘરોમાં, લગ્ન પ્રસંગે, સીમંત પ્રસંગે, પૂજા પ્રસંગે, વ્રતોત્સવ યા પર્વોત્સવ પ્રસંગે રંગોળીનું આલેખન થાય છે. અહીં આપવામાં આવેલા નમૂનાઓમાં લગભગ બધા શુચિતા, સંસ્કારિતા ને ભાવનામયતાના પ્રતીક સમા છે.

**ભરતગૂંથણ :** [નં. ૧૪, ૧૬, ૧૮, ૨૪] આપણા દેશના અને અન્ય દેશના દરેક પ્રાંતના લગભગ દરેક ઘરમાં સ્ત્રીઓ, બાળાઓ કે નાની છોકરીઓ આ વિષયમાં રસ ધરાવતી હોય છે. સ્ત્રીઓને ને બાળાઓને મળતા નવરાશના સમયનો આ બહુ મોટો ને લાભદાયક સદુપયોગ છે. બીજી રીતે જોઇએ તો ભરતગૂંથણ એ નાના પ્રમાણમાં ચાલતો એવો ગૃહઉદ્યોગ છે. અલ્પ એવાં સાધનો, સામાન્ય જેવી સામગ્રી—દોરા, રંગ, સોય ને વસ્ત્રના નાનાનાના ટુકડા—ને એમાંથી અનુપમ કલાકૃતિ સરજાય છે. કાઠિયાવાડનાં ઘણાં કુટુમ્બોમાં એવો રિવાજ છે કે દીકરીના આણા-પરિયાણામાં માતાએ પોતાનું ભરતગૂંથણ મૂકવું જોઇએ. આ ભરતગૂંથણ લઇને જતી નવોઢા, નવા ઘરને પોતાની કલામયતા ને સંસ્કારિતાનો એ રીતે અબોલ પરિચય આપી રહે છે! ભરતગૂંથણમાં કાબેલ કેટલીય સ્ત્રીઓ એ દ્વારા ઘરને ખૂણે બેસીને, નિરાધારતાના આકરા દિવસો માટે સુખેથી આજીવિકા ઉપાર્જન કરતી નીરખવામાં આવી છે.

હાલમાં વિદેશી કૃતિઓનું ખૂબ ખોટું અનુકરણ થઈ રહ્યું છે, એ વેળા આ કલાસંપુટે આપેલું સુભગ માર્ગદર્શન ખરેખર ઉપયોગી થઇ પડશે. આ અનુકૃતિઓ સાડી, ચણિયા, કબજા કે ઝભલાંમાં વાપરીને તેને થોડી મહેનતે સુશોભિત કરી શકાય તેમજ સાડીના પાલવને પણ શણગારી શકાય, અથવા સાડીની આખી કોર ભરી શકાય તેવી પણ આમાં સગવડ છે. ચણિયા-ઘાઘરા પર આકૃતિઓનું મોટું માપ કરીને પણ અંકિત કરી શકાય તેમ છે.

**ગૃહશણગાર :** [નં. ૨૦, ૨૨] સુંદર ઘર એ આર્યોના ગૃહજીવનનો એક લ્હાવો છે. માણસને આસાયેશ પામવાનું, આરામ લાધવાનું સ્થળ ખરેખર શોભાભર્યું હોવું ઘટે! પશ્ચિમ કરતાં પૂર્વમાં ઘરને વિશેષ મહત્ત્વ અપાયું છે, ને એ માટે ગૃહદેવીઓ હમેશાં એના શણગાર પાછળ શ્રમ લેતી જોવાય છે. એના આંગણાથી લઇને રસોડા સુધી, જમવા બેસવાના ચોકાથી લઈને છત્તરપલંગ-ઢોલિયા સુધી એની ચિંતા કરતી હોય છે. સુંદર ઓળીપા, દીવાલ પર નાજુક નકશી, દ્વાર પર ભરેલા પડદા, ડામચિયા પરના રંગીન ચંદરવા, બેસવા માટેના વિવિધ નકસીવાળા ચાકળા, દીવાનખાનાના તકિયા ને ગલેફ, બાળકોનાં પારણા ને ટેબલનાં આચ્છાદન—ગૃહિણીની શણગારકળા બધે ઓપતી હોય છે. વળી સ્ત્રીઓ માટે પોતાનું ઘર એ મોટા કલાધામ સરખું છે; એને માટે એ જેટલો શ્રમ લે ને જેટલી ચીવટ રાખે તેટલાં ઓછાં છે. અને પોતે મહેનત લઈને શણગારેલ આ કલાધામો નીરખીને એનું હૈયું ગર્વથી પુલકિત બની જે નિજાનંદનો અનુભવ કરે એ આનંદ પૈસાનું પાણી કરીને, પરભોમમાં પેદા થયેલ સાધનોથી ઘર શણગારીને ક્યાંથી મળી શકે? 'મોડર્ન હોમ' માટે લખલૂટ ખર્ચાની આપણે ત્યાં જરૂર નથી. કેવળ

લગ્ને લહેરાં લેતી જેવી : રસથી સભર કો કવિના કાવ્ય કરતાં ય વધુ આહ્લાદક છે. એના દીવાલો પરના ચાકળા, ડામચિયાના ચંદરવા, દ્વાર પરના નકશીભર્યા પડદા, એની મોતીગૂંથી ઈંઢોણી, એના ગાદી તકિયા, એના ગાલમસુરિયાં, એનો વીંઝણો અને એનાં વેલણ, ભાતભાતનાં કલામય ભરતકામથી છાએલાં છે. કો'ક તરતનું આણું વળીને આવેલી નારીનો પેટી-પટારો કે સંચ ખોલજો! કલાજીવનની આ મર્મગામિનીનો દૃષ્ટિમાત્રમાં પરિચય સાંપડી જશે.

કોઇ એમ ન સમજે કે આ નારીહૃદયોને સંસારનાં સદા ગીત જ ગાવાનાં હશે. ના, ના; એના પદેપદે વાસ્તવ જીવનના તીક્ષ્ણ કાંટાઓ વેરાએલા છે; પણ ફૂલવાદળી શી આ નારી એ કાંટાઓમાંથી પણ ગુલાબ ગોતવાની ગમ જાણતી હોય છે. આવી ગૂજરાતણોને—જેઓ કાવ્યમય જીવન જીવી જાણે છે, જેઓ કળામય ઘરસંસારને પિછાને છે તેઓને—વધુ માર્ગદર્શક બનવા આ 'શૃંગારિકા'ની આયોજના કરવામાં આવી છે.

કવિહૃદય ચિત્રકાર એવી સૌન્દર્યોન્મુખી, શૃંગારપ્રેમી નારીને 'શૃંગારિકા' નામથી ઓળખાવે છે. એના શૃંગારમાં આકર્ષણ અવશ્ય છે—છતાં શીલ છે. એના શૃંગારમાં લાલિત્ય ઊછળે છે—પણ લાજવંતીના છોડ સમું. એની રુચિને આનંદ આપે તેવી, એની અસ્મિતાને છાજે તેવી શૃંગારસૂચિની એને ખેવના છે. પણ એને કોઇ માર્ગદર્શક મળતું નથી. નવાં પૂર એટલાં પ્રબળ છે કે જૂના તરાપાઓ હવે એમાં તરી શકતા નથી.

એવે ટાણે, સંસારની શૃંગારિકાઓની સમક્ષ આ કલાકાર દંપતી આર્યાવર્તની શીલ-સૌંદર્યની પવિત્ર ભાવનાને લક્ષમાં રાખીને, પોતાની 'શૃંગારિકા' રજૂ કરે છે.

નીરખો ને આનંદો, શૃંગારિકાઓ! શી શી વિધવિધ સામગ્રી કલાકારોએ એમાં સંગ્રહી છે!

'શૃંગારિકા'નો પ્રારંભ એક સજ્જ શૃંગારિકાથી થાય છે. આ (પૂઠા પરનું) ત્રિરંગી ચિત્ર આખા કલાસંપુટના મર્મભાગને સ્પષ્ટ કરે છે. શૃંગારિકાના હાથમાં રહેલાં કમળપુષ્પ ને દીપક, આર્યજીવનનાં શીલ ને સૌંદર્યના એ મહાન સિદ્ધાન્તો પ્રગટ કરે છે. એવા જ શૃંગારિકા સખીઓના બીજા ચિત્ર પછી ચિત્રકાર પોતાનો વિષય શરૂ કરે છે. આ વિષય શરૂ કરતાં પણ ચિત્રકાર પ્રત્યેક વિષયનું એક ક્રિયાવંત ચિત્ર આપણી સામે રજૂ કરતા જાય છે.

**૧ વેણીગુંથન :** [નં. ૧, ૨, ૯] સુંદર, સુંવાળા ને પ્રલંબ કેશને સૌંદર્યનું પ્રબળ સાધન માનવામાં આવ્યું છે. કો'ક કાળે સ્ત્રી અને પુરુષ બન્ને કેશ રાખતાં, સમારતાં, શણગારતાં. પણ પુરુષે અન્ય પ્રવૃત્તિઓમાં એ ધીરજ ખોઈ. સ્ત્રીએ એને સાચવ્યો, શણગાર્યો ને પોતાના દેહનું એક મહાન આકર્ષણ બનાવ્યું. કવિઓ સ્ત્રીઓના નાગપાશ સમા આ ઘનશ્યામ કેશકલાપ પર ઘણીઘણી પંક્તિઓ રચી પોતાની મુગ્ધતા પ્રદર્શિત કરી ગયા છે.

ચિત્રકાર દંપતીએ એ કેશ ગૂંથવાના અનેક પ્રકારો અહીં રજૂ કર્યા છે. (જુઓ પ્લેટ નં. ૨ તથા ૯) જૂના કાળથી—વેદકાલીન સમયથી માંડી આજ સુધીના અનેક પ્રકારો એમાં સમાવિષ્ટ થઈ ગયા છે. ઉપરાંત એકબીજાની થોડીથોડી વિશિષ્ટતાઓ લઇને નવાનવા અનેક પ્રકારો રચી શકાય તેમ છે. આ કલાસંપુટમાં આપેલા નમૂનાઓ સુલભ, સુયોગ્ય ને સમય પ્રમાણે શોભે તેવા છે. કેશગુંથનની આ કળામાં ગૂજરાતણો, મહારાષ્ટ્રીય સ્ત્રીઓ, બંગાળી સ્ત્રીઓ, મદ્રાસી—આંધ્ર તામીલનાડ ને મલબારની—સુંદરીઓ તથા બર્મી લલનાઓ અગ્રગણ્ય છે.

કેશમાં નાખવા માટે અંબોડાને યોગ્ય આખા ફૂલોની, પાંદડીઓની કે પછી છૂટીછૂટી કળીઓની વેણીઓ બનાવાય છે, સુવર્ણના અલંકારો પણ વપરાય છે; છતાં સુગંધિત પુષ્પોના જેવી વેણી જ્યાં સુધી મળે ત્યાં સુધી બીજી કોણ પસંદ કરે? પહેલાં સ્ત્રીઓ કેશમાં નાખવા માટેનાં વિવિધ ખુશબોથી ભરેલાં ફૂલો માટે માલણોને મોંમાગ્યાં ઇનામ આપતી. પુષ્પઘેલી સ્ત્રીઓ કેશગુંફન માટે એ માલણોને કહેતી : 'એક વાર માલણ જાજે તે માળવે, લાવે ડોલરિયાનાં ફૂલ.'

ભિન્નભિન્ન પ્રાન્તોમાં ભિન્નભિન્ન રીતે ફૂલવેણીઓ બનાવાય છે, અને એને અંબોડામાં ગોઠવવાની પદ્ધતિઓ પણ જુદીજુદી હોય છે. ઋતુઋતુનાં નવનવાં ફૂલો વેણીઓનાં નવનવાં કલેવર સરજે છે.

**ચાંદલો :** [નં. ૪] હિંદુસ્તાનમાં લગભગ સર્વ જગાએ, આર્યાવર્તની તમામ સ્ત્રીઓમાં ચાંદલો સૌભાગ્યના અનિવાર્ય ચિહ્ન લેખે સ્વીકારાએલો છે. સૌભાગ્ય ચિહ્ન તરીકે આ યોજના કરનાર, ખરેખર કો કવિહૃદય જ હશે. ઉપર કાળો ભમ્મર કેશકલાપ, નીચે કાળી ભ્રમરની સુંદર બે કમાનો ને વચ્ચે ગોરો ગોરો વિશાળ ભાલપ્રદેશ : આ ભાલપ્રદેશમાં કુશળ ચિતારાની જેમ એક જ બિંદુ આળેખાય, ને જાણે આખું ચિત્ર સજીવ બની જાય છે. આ બિંદુમાં જાણે










આ ગંગાજીને શિવજીના જટાજુટમાંથી કાઢી પૃથ્વી પર મુક્ત હૃદયે વહેવરાવવાનો ધર્મ આચરનાર, કોક ભગીરથ જ જોઈએ. છુટાં એના કિનારા હોય, પૂર્વગ્રહ વિનાનાં એનાં વ્હેણ હોય, શુચિતા સુભગતા ને સંસ્કારિતાથી છલકાતી એ સરવાણીને મન મુક્ત રાખીને તૃષાતુર કંઈને તૃપ્ત કરવાના અભિલાષ હોય, અને તો જ એની ધન્યતા લેખાય.

આજે લેશમાત્ર અતિશયોક્તિ વિના કહી શકાય તેમ છે, કે શ્રી કનુભાઈએ કલાની એ ગંગા વહેવરાવવાનો ભગીરથ ધર્મ અદા કર્યો છે. એમની કલા જનગણની બની છે, ઘરઘરની શોભા બની છે, કંગાળ ને શ્રીમંતનું ધન બની છે. આ રીતે શ્રી કનુભાઈનું આ વેળા—એક નવા ચિત્રસંપુટના પ્રકાશન પ્રસંગે—સ્વાગત કરતાં ઓર આનંદ થાય છે.

શ્રી કનુભાઈ દેસાઈના આજ પર્યંત વિધવિધ ભાવવાહિતાને પ્રગટ કરતા અને રંગ-રેખાના કલ્પનામાધુર્યથી છલકાતા સત્તર કલાસંપુટો પ્રગટ થયા છે. એ સર્વ કલાસંપુટો કરતાં એક અનોખી કલાસંપદથી છલકાતો સંપુટ તેઓ આજે ભેટ ધરી રહ્યા છે. પણ આમાં તેઓ એકલા નથી. સંગીત અને શ્રુતિની જેમ પરસ્પર એકરસ જીવનસંગાથી બની રહેલ, તેમનાં ચિત્રકાર પત્ની શ્રી ભદ્રાબહેને પણ આ સંગ્રહમાં પોતાનો કસબ સાથેસાથે વણ્યો છે. આ રીતે આ ચિત્રકાર દંપતીએ દર પળે નવીનતા અખત્યાર કરતી દુનિયાને—સવિશેષે કરીને ગરવી ગુજરાતણોને પોતાના કમનીય કલાગુચ્છની સુંદર ભેટ આપી છે.

પુષ્પના પમરાટને જેમ પ્રાંત કે પ્રદેશના ભેદ દાબતા નથી, એમ કલાને પણ પ્રાંતીયતા સ્પર્શતી નથી. જીવનસૌંદર્યના જાણભેદુ કલાકારને મન સંસારમાત્ર પોતાનું કલાક્ષેત્ર છે. પણ જ્યારે આજે આપણી ગરવી ગુજરાતણો જીવનની પ્રત્યેક ક્રિયાને કલા અને સૌંદર્યની દૃષ્ટિએ નીરખવાની નજર કેળવી રહી છે, એ વેળા આ કલાસંપુટ એમને એક કુશળ કલામર્મજ્ઞ મિત્રની અવશ્ય ગરજ સારશે.

ગૂજરાતી છું એટલે નહિ, પણ હિંદના અગૂજરાતી પ્રાંતોમાં ઘણો કાળ વસ્યો છું ને ભમ્યો છું એટલે, એક સંસ્કારવાંછુ તરીકે કહી શકું છું કે ભારત-ભરમાં ગૂજરાતણ સમી ગરવી નારી—છબી ભાગ્યે જ જોવા મળશે.

ફૂલવેલ સમી, સાગના સોટા જેવી, નાજુકતાની તસ્બીર સમી, સંસ્કારવંતી, માધુર્ય ઝરતી ગૂજરાતણ કેવળ પોતાના દેહને જ શણગારીને—સ્વચ્છ રાખીને શાન્તિ અનુભવતી નથી. ગૂજરાતણ તો કવિતા સમી છે. એના પદેપદે નવાનવા ભાવ ને લાલિત્ય છે. એ ભાવ ને એ લાલિત્ય એ ગૃહજીવનની અનેકવિધ ક્રિયાઓમાં વ્યક્ત કરે છે; એના આંગણામાં, ફૂલક્યારામાં, દેવમંદિરમાં, રસોઈગૃહમાં, એની છાજલીમાં, એની માંડમાં, એના ઓળીપામાં ગૂજરાતણના જીવન-કાવ્યની સુરાવલિઓ સદા ગુંજતી જ હોય છે.

ગૂજરાતણ માટે એક આક્ષેપ છે: એ ઘરકૂકડી છે. હું એને ઘરદીવડી કહું છું. પશ્ચિમ કરતાં પૂર્વના આદર્શ ભિન્ન છે; ત્યાં રાષ્ટ્ર દેવપદે છે, અહીં ધર્મ પ્રમુખસ્થાને છે; ત્યાં વ્યક્તિને નામે વ્યક્તિ ઓળખાય છે. અહીં ઘરને નામે વ્યક્તિ પ્રખ્યાત થાય છે. અહીં ગૃહની મહત્તા છે, અને એટલે જ ગૃહિણીની મહત્તા છે. આ ગૃહિણી દીવડી જેવી બની પોતાના ગૃહસંસારને અજવાળે છે.

કહેવાય છે કે યુરોપની સુંદરીઓને શણગારના, સૌંદર્યના, શોભાના પાઠ ફ્રાંસની કામિનીઓ પાસે શીખવા જવા પડતા. કાલે કદાચ—જાળવી જાણ્યું તો—ગૂજરાતણોને આંગણે આર્યાવર્તની ઉર્વશીઓ ને ચિત્રલેખાઓ સૌંદર્ય-શણગારના પાઠ ભણવા આવે તો નવાઈ નહીં.

એ આદર્શ ગૂજરાતણની શૃંગાર-છબીનું દર્શન તો કરો: પાનીઢક કેશકલાપ, વાંકો સેંથો, ભરાવદાર અંબોડો, લટલટે ફૂલ કે મોતી, અંબોડે ચંદ્ર જેવો ચાક, ભાલ પ્રદેશમાં પૂર્ણ ચંદ્ર જેવો ચાંદલો, હાથે કલરવ કરતાં ભાતભાતનાં નકશીભર્યા વલયો, ઘાટીલી આંગળીમાં નાનીશી મુદ્રિકા, આંખમાં ઝગઝગતું આંજણ, દેહ પર વસંતરંગી કમખો, સૂડા મોર કે ફૂલબુટ્ટીવાળો કે ઝૂલતી ઘેરનો કળામય ચણિયો અને ઉપર આસમાની સાળુ; સદા નિર્મળ હાસ્ય કરતી, લજ્જાનાં બંધનને પોતાના અંગભંગથી સૌન્દર્યમય બનાવતી, ફૂલવાદળી શી ગૂજરાતણ કોઈ કવિના કાવ્ય જેવી, ચિતારાના ચિત્ર જેવી નયનાનંદ છે.

એને ગરબે રમતી નીહાળવી, હિંડોળે ઝૂલતી જોવી, પનઘટ પર પાણીની હેલે યૌવન હિલોળતી જોવી, ઘંટીએ અને પારણીએ એની કંઠમાધુરી પરખવી,

## સૌન્દર્યમય જીવન માટે, શૃંગારની નિર્દોષ ને મોહક રંગોળીઓનો ગુચ્છ






કલાના હાર્દને સહૃદય બનાવી, એ કલાને જનસામાન્યમાં જીવવા માટે વહેતી મૂકવી, એ કલાકારનો પરમ ઉત્કર્ષ છે. જીવનની આકાંક્ષાઓને, જીવનની અભિરુચિઓને, જીવનની ભાવનાઓને પોતાની કૃતિઓ દ્વારા બઢાવતા જવું એ કલાકારનો શ્રેષ્ઠ વૈભવ છે. જેની આંખ સતત ચાલુ રહેતો (એક્સપોઝ અને એન્લાર્જ કરતો) કૅમેરા છે, એ કલાકારે પોતાને લાધેલાં તંદુરસ્ત ને તેજસ્વી ચિત્રોને અમીદૃષ્ટિથી પીને, તેને ચિત્રફલક ઉપર ઉતારી તેની જગલહાણ કરવી, એ એનો પરમ ધર્મ છે.

પોતાના અનેક કલાસંપુટો દ્વારા આ કલા-ધર્મ અદા કરનાર શ્રી કનુ દેસાઈનું સ્થાન, ગુજરાત અને ગુજરાત બહાર-ના વર્તમાન પ્રસિદ્ધ ચિત્રકારોમાં વિશિષ્ટ છે. આલેખનની વેગભરી હથોટી, વિષય પસંદ કરવાની નીરોગી અભિરુચિ, ભાવની પ્રબળતા ને રેખા તથા રંગની અચ્છી મર્મજ્ઞતા એમની કલાને જીવન્તતા અર્પે છે, એને નયનમનોહર બનાવે છે, ને સહુકોને માટે આદરપાત્ર બનાવે છે. એક વેળા હતી—હજી ગઈ કાલની જ વાત છે—જ્યારે ગુજરાતનાં ઘરોમાં પરપ્રાંતીય અને મોટે ભાગે પરદેશી નગ્ન અને અર્ધનગ્ન, કુરુચિપૂર્ણ તસ્વીરો લટકતી હતી. સંસ્કારી ગુજરાતીઓનાં સંસ્કારભર્યાં ગૃહોની એ કાલિમા ધોવાનું પુણ્ય શ્રી કનુભાઈ દેસાઈએ પોતાના અનેક કલાસંપુટો દ્વારા આદર્યું છે, ને ભારતવર્ષના એક લોકપ્રિય સિદ્ધહસ્ત કલાકાર તરીકેનું ગૌરવ હાંસલ કર્યું છે. વિશેષ સ્પષ્ટતા ખાતર કહેવું જોઈએ કે એમ તો આપણે ત્યાં સારા ચિત્રકારોની એટલી બધી તાણ નથી. હિન્દુસ્થાનમાં અનેક કલાકોવિદો છે, ને એમની અનેક કૃતિઓ બહુમૂલ્યે વેચાઈ રાજમહેલોના શોભા-શણગાર રૂપ બની છે, શ્રીમંત ગૃહોના વૈભવસ્વરૂપ બની છે, દિગ્ગજ વિદ્વાનોના મંડળની પ્રશંસાને પાત્ર બની છે, ને કેટલીક તો આર્ટ ગૅલેરીઓનાં આભૂષણ રૂપ બની છે. પણ મને એમ સદા લાગ્યા કર્યું છે કે એ તો શિવજીની જટામાં રહેલાં ગંગાજીની સમાન છે. બધાને માટે ત્યાં પહોંચવું દુર્ઘટ, એને પામવાનું કષ્ટદાયક ને એનું પાન તો કદાચ અસંભવ !

PICTURE - BOOKS by

**KANU DESAI**

Silhouettes
Part I Part II

Water-Colours
Part I Part II

Ranga Lahari
Part I Part II

Nritya Rekha

Rup Rekha

Shree Lekha

Mirabai

Mahatma Gandhi

Mangalashtaka

Lagnotsava

Festival of Life

Folk Rituals

Gayatri

India's Pilgrimage